# શ્રી ઊમીયાજી દરશન સ્તુતિ ગાયન.

૬૦૮૪



આવૃતિ પેહેલી.

પ્રત ૧૦૦૦.

કીંમત ૦-૧-૬.

શ્રી.

# ઊમીયાજી દરશન

## સ્તુતિ ગાયન.

પા. દાહ્યાભાઇ અમરતલાલની સાહાયતાથી.

છપાવી પ્રગટ કરનાર.

પા. મફતલાલ નારણદાસ તથા

પા. ગોપાલદાસ કેસવલાલ.

મુા. અમદાવાદ.

આવૃતિ પહેલી.

અમદાવાદ.

"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

ઇ. સ. ૧૮૯૫. સંવત ૧૯૫૧.

કીંમત ૦-૧-૬

# શ્રી ઉમીયાજી દર્શન સ્તુતિ ગાયન.



## સ્તુતી ગાયન ૧ લું.

(શ્રી જગતપતી પ્રભુ આપ સનમતી. એ રાગ.)

ધન ઉમીયા સતી આપ સન્મતિ, ગ્રંથ રચવા માટે મેં તો કીધી આ કૃતિ.
દીન દયાળી માતુ મારી, કર જોડીને કહું;
વારંમ વારે નમન કરે છે, દાસ તમારા સહુ. ધન૦
જગત જનુની ઉઝાવાળી, કરૂણા કરજો દ્રષ્ટ;

જેય જેય ઉગીયા મેહેર કરીને, કાપો અમારા કષ્ટ. ધન૦
માતુ દેરા ગાહી બીરાજે, ખડગ ધારી કરમાંય;
ગંગાયા જો મેહેર કરો તો. કામ સીધ્યા થાય. ધન૦
રાજનગરથી સંગ આવે છે, સઉ સાથે મળી તમામ;
દરસન કરવા માટે આવે, માતુ કેરા ધામ. ધન૦
સેવક હું તો તારો માતુ કર જોડીને કહુ;
માતુ શ્રી હું નમન કરૂ છું, કડવા પોલમાં રહું. ધન૦

---

## સ્તુતિ ગાયન ૨ જું.

અમે અમદાવાદના, સ્ટેશન ઉપર આવી;
જાવાને ઊઝા ગામ, ટીકીટ કરાવી.
આવી ઉભા સઉ, પ્લાટ ફોર્મની પાસે;
દીઠી આવી ત્યાં ગાડી, વેગથી વાંસે.
મજુરે મારી હાક, હટો નરનારી;
વળી વગાડી ગંટો, કહે કરો તઈઆરી.
એવું કહેતાને વાર, આવી ત્યાં ગાડી;
સગ સગ સગ કરતી, પાસ ઉભી રહી આડી.
અમે ચડી ગયા સઉ સાથ, ઉગાડી બારી;
રહી જઈશું અંતરમાં, ભીડ લોકની ભારી.
ત્યાં રહી મીનીટ દસ, સુધી ત્યાં પુરી;
ઈનજીને પાડી ચીસ, ભરાવી સુરી.
લઇ ઉપડુ અગને જોડ, સુરીને બીડી;
સુરી પણ કટકટ ખટખટ, કરતી હીડી.

ચાલુ તે એકજ દગ, મુખ ફાડીને;
જઇ ઉભું ઉઝા ગામ, જીભ કાઢીને.
અમે ઉતર્યાં ત્યાંથી હેઠ, ટીકીટો આપી;
જઇ ઉભા ઝાંપા બાહાર, મનમાં વીચારી.
પછી ચાલ્યા અમે સઉ સાથ, સામન ઉપાડી;
જઇ ઊભા દેરા માંહી, દરસનકારી.
પછે પગે લાગ્યા સઉ સાથ, અમે નરનારી;
જય જય ઉમીયા માત, કહુ તે વારી.

---

## સ્તુતી ગાયન ૩ જું.

### ( બંધ કિલ્લો બાપુ છે શું કામ. )

ઠામો ઠામે આરસ પાહાણનુ કામ, માજી મંડપ માંહેરે.ઠામો ઠામે૦
રૂપાની ઝારી કરમાંય ધારી, નવરાવે માને તમામ. ઠામો ઠામે૦
અબીલ ગુલાલને કંકુને કેસર, છંટાય માજી કેરા ધામ ઠામો ઠામે૦
અશાડ શ્રાવણમાં સંગ ભરાય છે, માતાજી કેરા મુકામ. ઠામો ઠામે૦
રાજનગરથી સંગ આવે છે, કરે ઉઝામાં વિસરામ. ઠામો ઠામે૦
બેહેચરદાસે બાહાદૂરી કીધી, રાખી મનમાં ઘણી હામ.ઠામો ઠામે૦
દેવીનું દેવળ તેમને સુધરાવ્યું, ફરીને ઠામો ઠામ. ઠામો ઠામે૦
સુબા સાહેબને સલામ કરૂ છું, કર ઘાલોછે ગામે ગામ. ઠામો ઠામે૦
પંચ આરતીઓ પ્રેમે ઉતારૂ, કરજો સેવક કેરા કામ. ઠામો ઠામે૦
માજી પ્રતાપે સેવક તમારા પુરે સત્રુ સામે હામ. ઠામો ઠામે૦
કડવા તે પોલમાં કુવાની પાસે અમે રહીએ છીએતે મુકામ.ઠામો ઠામે૦

---

## સ્તુતિ ગાયન ૪ થું.

### (સો અજબ ગજબ આવારી એ રાગ.)

હું વર્ણન કરૂછું ભારી, સોભા સરોવરની બહુ સારીઃ—ટેક
ફરતો કોટ અતીછે સારો, વચ્ચે ગાન સરોવરનો આરોરે.
ત્યાં નાહાવા જાએ નરનારી......................સોભા૦
દીસે બાગ જોડે ત્યાં રૂડો, તેમાં જાત જાતના ફુલોરે,
ત્યાં સુગંદી આવે છે સારી......................સોભા૦
પુષ્પ ખીલે અતી ત્યાં સારાં, દીસે એક એકથી ન્યાળાંરે;
છે ગુલાબ મોગરો ગાઢી......................સોભા૦
ગાંહી ડમરો અતી ઘણો સારો, તેમાં તુળસી કેરો ચારોરે;
ત્યાં દીસે કેળો અતીસારી......................સોભા૦
આ સરોવરગાં જે કોઇ નાહાસે તેના પાપ પ્રલે થાસેરે.
તેને ગાજી કરસે સાહે......................સોભા૦

---

## સ્તુતિ ગાયન. ૫ મું.

### (અરજી સાંભળોને સરકાર. એ-રાગ.)

અરજી સાંભળોને ગંમાય, હુતો નમનકરૂ વારંમવાર.—ટેક;
રાજનગરથી દરશન માટે, આવીએ ઉઝા ગામ.
તમ સોભાનો પાર નથી, હુ વર્ણન કરૂ આવાર. અરજી૦
ઉચુ દેરૂં અતી સારૂ, હાંડીઓનો નહીપાર;
એવી આણુંદી ઉમીયા દીસો, કરો સેવકોના કાગ; અરજી૦
આગળ છે આ જડીત્ર જારી, તેનો કાંઇ નહીપાર.

દવારતો આ પીતળે સોભે, એવું અતી ઘણું કામ. અરજી૦
માજી દેરા માંહી બીરાજે, તીશુળ ઝાલી કરમાંય;
ચોઘડીઆં અદભુતે વાજે, તમ સોભાનો નહી પાર. અરજી૦
મંડપ ભોંયરૂ અતી સારૂ, દીસે ઘણું રળીઆત.
ઉપર જારી એકજ દીસે, ગ્રાસનો નહી પાર. અરજી૦
બેહેચરદાસે કાગળ કીધા, માતુ તણા આધાર.
એવા પુરૂષને સહાગ કરજું, માજી તમે કરોને સાહાય; અરજી૦
માજી પ્રતાપે સેવક તમારા, પાયે લાગે વારંગવાર.
અમે રહીએ કડવા પોલમાં, ઉમીયા કરોને સહાય. અરજી૦

---

## સ્તુતિ ગાયન ૬ ઠું.

### (રાગ—માહાડ.)

માતુ અમારી દેવી દયાલી, અલબેલી ઉમીયા માત.—ટેક;
ચાલો ઊંઝા જઇએ, સુખીઆં થઇએ, જયાં છે ઉમીયામાત.
કડવાની કુલ દેવીમાતા, આપ બીરાજે આજ માતુ૦
સાડી હોડી ચુદડી પેહેરી, બેઠા સીગાસને માત.
સી કહું સોભા તેનીરે માતા, ચઉદ ભોવનના રાજ;માતુ૦
ઉચું દેવળ ઉપર સીખર, ચોમેર ઉડે નીશાન;
જેજન તારે પારે આવે, પાપી પાવન થાય. માતુ૦
અમદાવાદમાં અમો રહીએ, કડવા કણબી જાત.
સેવક વાહારે આવો વહેલા, ઓરે ઉમીયામાત. માતુ૦

---

## સ્તુતિ ગાયન ૭ મું.

### ( અમરફળ આવ્યું એ રાગ. )

અરજ સુણોને ઉઝા સુરી, માતુશ્રી અમારીરે;
અમે સેવકો આયાછીએ, માતુ સર્ણું તારી રે. અરજ૦
ચાચર માહે રમતા જોયાં, બહુચરીઆ બળદારીરે:
સામા સાગી અંબોડા લઇને, ગરબા લીધા માંથેરે. અરજ૦
ચોસઠ જોગણી તીસુર, ઝાલી ઉભી છેરે;
માતુ મોજડીઓ, હીરા માણેકે જડીછેરે. અરજ૦
સોલે સણુગાર માતાજી, ઉમંગે ધરીઆરે:
રૂમઝુમ રૂમઝુમ રમતાં દીઠાં, માજીને મે આજરે. અરજ૦
બ્રહ્માવીસણું શુરસનકાદીક, ગુણ તમારા ગાતારે;
મુજ સેવકનું દુઃખજ કાપી, કરોને સુખજ સાતારે. અરજ૦
અમને આસરો માજી, ઘણો છે તમારોરે;
સર્ણે આવ્યા છીએ તમારે, મારો કે ઉગારોરે. અરજ૦
પ્રભાત ને સમીસંજ્યાએ; ધ્યાન ધરૂં તમારૂ રે;
ઉમીયા તુજ મંદીરે, મનમાન્યું છે મારૂરે. અરજ૦
દુઃખના ડુંગર દુરકરીને, સુખ આપો અમોનેરે:
ગરીબ જાણી આ જુગીમાં, લજા રાખો અમારીરે. અરજ૦
અમો અજ્ઞાની છોકરા તારા' આપના છીએ અધર્મીરે
ક્યાંથી ઓરખીએ હીરો પથર, અમોછીએ અકર્મિરે. અરજ૦
માતુ દયાળી કરો, અનુંકંપા આણીરે;
એક નાગનો આસરો તારો, મારોકે ઉગારોરે. અરજ૦

સેવક હું તો તારો માતા, કરજોડીને કહું છું રે;
જયજય ઉમીયા નમન કરૂં છું, કડવા પોલમાં રહું છું રે. અરજ૦

---

## સ્તુતિ ગાયન ૮.મું.

અતી દીવસ અતી આ ઘડી, અતી રાગને રંગજી;
બોળીરે ઉમીયા માતા ભેટીયા, લાવી મન ઉમંગજી.
અરજ સુણોને ઉમીયા માવડી. ૧

અમોરે કબુધી બાળ આપના, જાણું ભગતીના લેસજી;
દયારે કરો ઉમીયા રંકછું, ઉઝાસુરી માતજી.
અરજ સુણોને ઉમીયા માવડી. ૨

ગરીબ જનોને તારીઆ, કીધાં રંકને રાઅજી;
એવારે કામો સા અમાયરા, થાઓ શક્તિવાન સાહયજી.
અરજ સુણોને ઉમીયા માવડી. ૩

બેહેચરદાસ સુત સ્થપીઆ, લાવી હૈડે વહાલજી;
રંક હતા તેને રાય કર્યા, એતો માજીનો પ્રતાપજી.
અરજ સુણોને ઉમીયા માવડી. ૪

અમેરે નીરભાગી પુરણ પાપીઆ, કરો મા હવે ઉદ્ધારજી;
મારીરે મામોએ કુચાલની, ઉતારો તરી પારજી.
અરજ સુણોને ઉમીયા માવડી, ૫

---

## સ્તુતિ ગાયન ૯ મું.

### ( સેસે ઉજની રંડાપો એ—રાગ. )

ગાનમનવા મંમાયા સબસે બડીહે, મગાયા સબસે બડીહે;
ફરતી શુળ આપ ખડીહે................માનમનવા૦ ૧
ગામ ઉઝામાં દેવલ તમારૂ, જોવા મન થાએ છે અમારૂ;
રૂડું દીસે છે સ્વરૂપ તમારૂ...............માનમનવા૦ ૨
સૌ લોકો દર્શને આવે, ઘણા સંગવી થઇ સંગ લાવે;
ઘણા મળી માજીના ગુણગાવે.............માનમનવા૦ ૩
સારી સોભે માતાજીની સાડી, દેરા પાસે દીસે છે વાડી;
લટકે અંદર બહુ હાંડી..................માનમનવા૦ ૪
દીસે દેવીને સણુગાર ચડેલા, દેરાગાંહી આરસ છે જડેલા;
માની પુંઠે છે તકતા મડેલા.............માનમનવા૦ ૫
દરસન કરે સઉ નર નારી, કડવા કણબીની જાત અમારી;
ઘણી કીરપાછે માતુ તમારી...............માનમનવા૦ ૬
એહેચરદાસે બાહાદુરી કીધી, ઘણી મેહેનત દેરા માંહી લીધી;
ટીપ સારા માણસોએ કીધી...............માનમનવા૦ ૭
દાસ ભક્તની અરજ એ છે, ઘણી મેહેનત ડાહ્યાભાઇ કરે છે;
દાસ ગોપાલ સાથે ફરે છે................માનમનવા૦ ૮

---

## સ્તુતિ ગાયન ૧૦ મું.

### ( મુજ ઉપર ગુજરી પીતાપાદસા જાણી એ રાગ.)

મંમાયા મારી અરજ, રૂદેમાં ધરજો;

ગુણગાવા ગણો આતુર, દયા તમે કરજો.
અમે આવીએ ઉઝા ગામ, આપની પાસે;
દર્શન કરીએ ધરી હેત, પાપ સઉ નાસે.
ઉભો આવી ચોકની માહી, નજરમે ધારી;
ડાબેહાથ દીઠીમે પડે, રસ્તામાં બારી.
જોયું ધર્મશાળાનુ ધામ, અતી છે સારૂં;
ઉચું દેવળ સીખર, અતી દીસે રૂપાળું.
વાગે ચોઘડીયાં અદભુત, ત્યાં દરવાજે;
સીગાસન બેઠી માત, દેરૂં બહુજ ગાજે.
અશાડ શ્રાવણ આવે સંગ, બહુ ત્યાં લોકે;
ઘણી ભીડ થાય તે ઠામ, લોક ના થોકે.
અમે રહીએ શહેરની માહે, દાસ તમારા;
કરજોડી માગુ માફ, ગુન્હા અમારા.

---

## સ્તુતિ ગાયન ૧૧ મું.

### ( શ્રી જગપતી પ્રભુ આપસન્મતિ એ રાગ.)

શ્રી ઉઝા સુરી, તું છે આદ્ય ઇશ્વરી;
ચીત માતું નીત્ય ધરૂં, ધ્યાન લે ધરી.
ઉમીયા સકિત માતુ મારી, આપતણો આધાર;
દીન દયાળી મેહેર કરીને, અરજી આ અવધાર. શ્રી ઉઝા૦
સઘળા જન તુજ સર્ણે આવે, તરવા આ સંસાર;
ઈશ્વરી ભવભય નિવારી, ભવ જળ પાર ઉતાર. શ્રી ઉઝા૦

હેત ધરી તુજ ધામે આવે, પાપી પાવન થાય.
પરલોકે આ લોકે માતું, સૌને થાજે સાહાય. શ્રી ઉઝા૦
ભકત જનને સાહેયાઓ મા, ઠરે મન આ ઠામ.
સધો સદ બુધીથી માતું, રાખી મનમાં હામ. શ્રી ઉઝા૦
નરનારી પ્રીતે હમેસા, દર્શન કરવા જાય.
તુમ દર્શનથી માતું મારી, સર્વે સુખીઆં થાય. શ્રી ઉઝા૦
જાતે કડવા કણુબી કહીએ, ડાહ્યો ગોપાલદાસ.
વારંમવારે કરજોડીને, ગાય તંમારા દાસ. શ્રી ઉઝા૦

---

## સ્તુતિ ગાયન ૧૨ મું.

### ( રાજાજી જંગલમાં ભલે તમે જાઓ એ રાગ. )

દેવી દીન દયાળી ઉમીયા માત, ગરીબોની સાંભળો તમે વાત.
આશા આજ મનમાં હેવી ધરૂ, દર્શન વીણુ દેવી હું ગાંડો ફરૂં,
તમે કુલદેવી છો કડવા તણી. સ્તુતિ મે આજે મુખે ભણી.
આવે તમ પારે સરોવરમાં નાહાય, પાપી હોય તે તો પાવન થાય.
દર્શન કરતાં દુખડાં સર્વે જાય, એવાંછો તમે શ્રી ઉમીયામાય.
દેરામાં બીરાજો સીગાસન ચડી, કંઠે સોભે હાંસડી રતને જડી.
હાથે ચુડો વાળી નાકે ધરી, પગે કલ્લાં ઉપર સોભે ઝાઝરી.
બીજા સણુગારો ધર્યાં છે ગણુા, નથી દેવી દર્શનમાં કાંઇમણુા.
પુઠે તકતો સોભીતો છે ઘણો, ઠાઠ છે આ સીગાસન તણો.
માતુ તમ સોભા છે રૂડી ગણી, જોવા અમે આવીએ માતુ તણી.
આઠ ભુજા છે આ માતુ તણા, કહો તેમાં કહીએ સીરેમણા.

સામેરે બીરાજે અંજની કેરા સુત, પાસે માત બહુચર છે અદભુત.
લાગે છે ચોઘડીયાં અદભુત તે ઠાગ, જોવા સરખુ છે માતુ ઉમીયાનુધામ.
અમે છોરૂં અજ્ઞાની તારા અતી, દીઓ સુભ માતુ શ્રી માહારી મતી.
માતુછો મારી તમે મેરૂ સમાન, અમે પાપી ભુલ્યા આપતું ભાન.
માજી ચીત ચાચર માહે ઠર્યું, આવી હુતો દર્શન આજે કર્યું.
જોઇ ગતવાલી તારા દેદાર, ગયાં દુખ સહું હવે આવાર.
માનીસાગા સોભે છે બહુચરમાત, પાસે બેઠા દીસે ગજાનંન તાત.
ભૈયરવ ભયાનક ઉભા હજુર, ફોડે ઠાગ પાપીનું તોડીને નુર.
દેવા સાગનતો સુર ઉભા ગણા, નીવારોને દુઃખો આ સેવક તણા.
કુચાલની ગાગીએ ગારી અમો, દીસો છો દયાવંત માજી તમો.
નમી નગી માતુ પાયે પડીએ દેવી તુજ આગે દુઃખ ડારડીએ.
આવ્યા માતુ સર્ણે તેને તો ઉગાર, હરો માતું સુતના ભયનો ભાર.
અમો પારે આવ્યા છીએ તમ પાસ, જગત જનેતા કરો જયજયકાર.
જાતે કણબી લાલપોળમાં વાસ, લખી ગુણ ગાય છે તમારા દાસ.

---

## સ્તુતિ ગાયન ૧૩ મું.

### ( તું સાંભળ સહચર મારી એ રાગ. )

તમે અરજ સુણો માતુ મારી, ઉમીયા મા દીન દયાળી.—ટેક,
હું આવ્યો હતો તમ પારે, નજરે જોયુંતું મેં તારેરે.
ઘણું મન માંયે વીચારી......................ઉમીયામા૦
દર્શન કરતાં દુખ જાએ, પાપીજન પાવન થાએરે,
તમે સત્રુનો કરો સંહારી......................ઉમીયામા૦
હું અપરાધી દાસ તમારો, દુષ્ટ કરમનો કરનારોરે;

તમ દર્શન વીણુ દુખકારી......................ઉમીયાગા૦
ત્યાં લોકો આવે મન ધારી, દર્શન કરે નર નારીરે;
બહુ સંગ ભરાય છે ભારી......................ઉમીયાગા૦
સોભા દેવળની શી વખાણું, જોવા ઉલટ થાય મન મારૂરે;
દરવાજે મુકી છે બારી......................ઉમીયાગા૦
ગામ ઉંઝા માતાની પાસે, જે આવે તેની પુરે આસરે;
છો માતાજી સુખકારી......................ઉમીયાગા૦
તમે કડવાની કુળ દેવી, મા આસીસ તમારી લેવીરે:
લેજો બાળકને સંભાળી......................ઉમીયામા૦
સણગાર સોભે છે સારા, ખુશી થાયે છે દર્શન કરનારારે;
મા સીમાસન સોભે ભારી......................ઉમીયાગા૦

---

## સ્તુતિ ગાયન ૧૪ મું.

**( કાકાજી રે ક્યાં ગઈ બુધ્ધી તમારી. એ રાગ. )**

માતાજીરે આપ છે દીન દયાળી, હું સર્ણે આવ્યો છું ચાલી,
દીસો છોરે તીસુર કર માય ઝાલી, ઘણા સોભોછો ઉંઝાવાળી.
સેવક ઉપરરે કૃપા કરોને માજી, ઘણી અરજ ગુજારૂં શું ઝાઝી.
ઉંઝા માહીરે આપ માતુ બીરાજો, સીગાસન ઉપર ગાજો.
મન મારૂરે આકુળ વ્યાકુળ થાએ, ચાલો જઈએ દેરાની માંહે.
નાકે વાળીરે અતી સોભે છે સારી, દર્શન કરે છે સઉ નરનારી.
દેવળ દીસે છેરે અતી ઘણું રૂપાળું, માયે પેહેરાં છે કસણી સારૂ.
લેલાટેરે ટીલડી હીરાની ઝળકે, કંઠે હાર મોતીના લળકે.
કરમાં રે ચમક ચુડલો બીરાજે, માના ચર્ણને પુરવાજે

માની સોભા રે અતી દીસે છે સારી, જોવા મન થઉ છે મારી.
કુળ દેવી રે કૃપા સર્વે ને કરજો, તમે દુઃખ સેવકનાં હરજો.

---

## સ્તુતિ ગાયન ૧૫ મું.

### ( સાંભળો શા બોલો તમારા રાણી. એ રાગ. )

આજે અરજ મારી એછે ઉમીયામા, એછે એછે એછે દયાળી મા.
આજે અરજ મારી એ છે ઉમીયામા.
ગામ ઉઝામાં વાસ તમારો મા, બાળક પોતાનો જાણો દયાળી મા.
આજે અરજ મારી એ છે ઉમીયા મા૦
સેવા સમરણ નામ તમારૂમા, જનમો જનમ હું માગુ દયાળીમા.
આજે અરજ૦
જે જન તારે પારે આવેમા, તેના દુઃખ દારીદ્ર જાએ દયાળીમા.
આજે અરજ૦
કુળ દેવી કડવાની કહાવો મા, તેને તમે નીપજાવ્યા દયાળી મા.
આજે અરજ૦
આંધળાને આંખ આપો મા, પાંગળાને પાય આપો દયાળી મા.
આજે અરજ૦
નીરધનીઆને ધન આપો મા, દેરૂ જોતામાં દુખ કાપો દયાળીમા.
આજે અરજ૦
આદે બ્રહ્માણી આદે રૂદ્રાણી, આદે નારાયણી નામ કહાવો દયાળીમા.
આજે અરજ૦
સોભા શી કહુ આપ દેરાનીમા, ધર્મશાળા સોભે ચોપાસ દયાળીમા.
આજે અરજ૦

સર્વે બાળકો તમ પ્રતાપે મા, વંશ ઘણો વધારો દયાળી મા.
આજે અરજ૦
માત પ્રતાપે દાસ તમારા મા, ગાય છે બેઉ કરજોડી દયાળી મા.
આજે અરજ૦

---

## સ્તુતિ ગાયન ૧૬ મું.

### ( ભમર આ કેવો કરે ગુંજાર એ—રાગ. )

માતુશ્રી હું નમન કરૂં વારંવાર......................ટેક૦
રાજનગરથી દર્શન માટે, આવ્યા છીએ ઉઝા ગામ;
જય જય (૨)..............................માતુશ્રી૦
દીસે દેરૂં સોભીતું સારૂં, બીરાજો માતુ આમાપ.
જય જય (૨)..............................માતુશ્રી૦
સીંગાસન સોભીતું સારૂં, દર્શન કરતાં દુઃખ જાય.
જય જય (૨)..............................માતુશ્રી૦
પુંઠે તકનો બેઠાછો સનમુખ, ઝાલી તીશુળ કરમાંય.
જય જય (૨)..............................માતુશ્રી૦
શણગાર સર્વે આપ સજ્યા છો, કહેતા ન આવે પાર.
જય જય (૨)..............................માતુશ્રી૦
સીરપર છત્ર લટકે છે હાંડી, શોભા ઘણી દેરા માંહે.
જય જય (૨)..............................માતુશ્રી૦
ઉલટ આણી મનમાં જાણી, દાસ તમારા ગાય.
જય જય (૨)..............................માતુશ્રી૦

---

## સ્તુતિ ગાયન ૧૭ મું.

### (કામ છે દુષ્ટ વિકારી એ—રાગ.)

માત ઉમીયા છો દીનદયાળી, અહો માત ઉમીયા છો દીનદયાળી.
દેરા માંહે આપ બીરાજો, બેઠા છો ખડક ઝાલી. અહો૰
જે જન તારે પારે આવે મા, તેના સંકટ નાંખો ટાળી. અહો૰
મોહામુની જન ધ્યાન ધરે છે મા, ત્યાં સંગ આવે છે ચાલી. અહો૰
સેવક જન ગુણ ગાય તમારા મા, ઘણી ઉલટ મનમાં લાવી. અહો૰
હૈડે હાર માને હીમના લળકે, નાકે છે નીર્મળ વાળી. અહો૰
દાસ તરણુ ગુણ ગાય તમારા, તેના સંકટ નાંખો ટાળી. અહો૰

---

## સ્તુતિ ગાયન ૧૮ મું.

### (સહીયર દુઃખ શું દાખવું એ—રાગ.)

દુઃખજ હું શું માતું કહું, જય જય ઉમીયા માત;
આપની પારે હમે આવ્યા, છીએ તમારા દાસ. દુઃખજ૰
જમદૂત ફરે ફુદડી, લેવા અમારા પ્રાણ;
ભક્તને તેથી ઉગારજો, અરજી ઉરમાં ધાર. દુઃખજ૰
અમેરે પુત્ર માતુ આપના, જોગમાયા તું જાણ.
દુઃખ વખતે સાહ્ય કીજીએ, પેખી તન આ જાણ. દુઃખજ૰
રંક અમોને જાણીને, આપો સૃષ્ટીમાં સુખ;
ભક્ત ઉદ્ધારણ માવડી, ટાળો સર્વેનાં દુઃખ દુઃખજ૰
કાયા કંપે મનમુંજાય છે, સર્ણ આવ્યો હું આજ;
તનય તમારા વીનવે, રાખો સર્વેની લાજ. દુઃખજ૰

---

## સ્તુતિ ગાયન ૧૯ મું.

(લાજ છોડી છેક તે છકેલ છોકરા એ—રાગ.)

દેવી દીન દયાળી માત, ઉમીયા તમો;
ગન ઉલટથી આજ, ગુણગાઇએ અમો.
મુખથી વીચારી માત, ઉમીયા કહું.
મનમારૂં થાય છે જાણે ઉંઝામાં રહું;
બીજી કાંઈ વાત મને, સુજતી નથી.
માજી ધામ વીના, મને ગોઠતુ નથી;
હેત ધરી આજ અમે, આવીએ તમપાસ.
કરજોડીને વીનવે, મફત તારો દાસ;

---

## સ્તુતિ ગાયન ૨૦ મું.

( રાગ—ક્ષત્રી કલંક. )

અમો આવ્યા માતુ તારે ધામ અરજ સુણો માતુ મારીરે;
ઉપજયો અંતરમાં, હરખ અપાર. અરજ૦
માતુ મુખ દેખી મન લલચાય. અરજ૦
ઘડીએક બસવાનું મનનવ થાય. અરજ૦
અબીલ ગુલાલથી કીધા રંગ રોળ. અરજ૦
કીધાં કેસરથી માજીને અંગોળ. અરજ૦
માને પગે લાગે સેવક ગણા જન. અરજ૦
તેના માજી પુરે અતી ઘણા કોડ. અરજ૦
માતુ સજયા સોળ સણગાર. અરજ૦
એની સોભાનો નહી કાંઇ પાર. અરજ૦

પવાઈ ભવાઈ કરે છે ભાટ. આરજ૦
માતુ રૂપ ત્રણ જોવન પ્રકાશ. આરજ૦
સંજ્યાકારે આરતી ઉતરે જે વાર. આરજ૦
આવી ઉભો રહે ત્યાં છડીદાર. આરજ૦
એવી અદભુત દીસે ઉમીયામાત. આરજ૦
સેવકને થાય ધણી તે સાહાય, આરજ૦
તારી પાસે આવ્યા દીન દાસ. આરજ૦
માજી સંગ સમરતની પુરો આસ. આરજ૦
એવું માગે દાસ તમારા આવાર. આરજ૦
એવું ગાય છે ડાહ્યો તારો દાસ. આરજ૦
રેહે છે તે લાલ પોળનીમાંય. આરજ૦

## સ્તુતિ ગાયન ૨૧ મું.

### (હું વર્ણન કરૂં છું ભારી એ—રાગ.)

સરસ્વતિ નાહાવા ઉમંગે ધારી, કરે સીધપુર સામા તૈયારીરે;
ત્યાં જાએ સઉ નર નારી......................સરસ્વતિ૦
જાવા તૈયાર થયા લોક ભારી, ત્યાં જાએ નાહા નરનારીરે.
એવી સોભા દીસે અતી સારી....................સરસ્વતી૦
જઇને નાહે સરસ્વતિ માહે, પછે ગોવંદ માધવ મંદીર જાએરે.
એવી જાત્રા કરે અતી સારી......................સરસ્વતિ૦
જ્ઞાન નવા અને બીંદુ સરોવર, વળી અલપ સરોવર ન્યાળું રે.
તેમાં નાહે સઉ નરનારી........................સરસ્વતિ૦
પછી આવે બજારે સઉ સાથે, ગમત કરે એવી સઉ સંગાથેરે.

પછી પરસાદ લે નજરે ભારી..........................સરસ્વતિ૦
એવું ગાયે મા સેવક તારો, તેને કરજો દાસ તમારોરે.
એવી માગુ હું અવીચળ વાણી..........................સરસ્વતિ૦

## સ્તુતિ ગાયન ૨૨ મું.

### (રાગ ભમરનો.)

માતુશ્રી મારો કરો ઉધાર, માતુશ્રી મારો કરો ઉધાર.
આપના ધામે આવવા ધારે, જન તે સુખીયા થાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
આ સરષ્ટીમાં આસરો તારો, ઉઞાસુરી ઉમીયાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
જરથળ ને વળી જગત વીશે મા, કરો સઉને સાહાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
શેવકોને મન ભોળી ઉમીયા, આપના દર્શન ચાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
હમેશ દરર્શન આપો દયાળી, નીર્મળ કરો મુજ કાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
અવગુણ ભરેલા બાળ તમારા, સબુધી આપોને માત.
જય જય (૨)..........................................માતુશ્રી૦
સેવક ઉપર અગરીત વરસાવો, સીતળ વાયુ વાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦
પયવાળું પાણી પય આપો, અન્ને ભુમી ઉભરાય.
જય જય (૨)..........................................માતુશ્રી૦

દુખીજન રહે નહીં કોએ, કરો હેવો ઉપાય.
જય જય (૨)..............................માતુશ્રી૦
અમો આવ્યા માતુ દરબારે, મન અતી હરખાય.
જય જય (૨)..............................માતુશ્રી૦
ગ્નાન આપો માજી ઘર જાવા, હરખ અંગ ન માય.
જય જય (૨)..............................માતુશ્રી૦
રાજનગરની કડવા પોલમાં, રહીએ અમો તે ઠામ.
જય જય (૨) ..............................માતુશ્રી૦

---

## સ્તુતિ ગાયન ૨૩ મું.

### (સાત વાર.)

આદીતે આવે સંઘ, દર્શન કરવારે;
મારી માજી કેરા ધામ, દુઃખડાં હરવારે.
સોમે મા સુધ બુધ દર્શન આપી,રે;
વણુ મુલે કીધો દાસ, દુઃખડા કાપીરે.
ભોમે ભવાની માત, જાઉ બલીહારી રે;
થઇ મરગ ઉપર સ્વાર, તીશુળ ઝાલીરે.
બુધે બાળ સ્વરૂપ, દીઠી બાળી રે;
મે અકળ ગતી કળાય, નીરખી તારીરે.
ગુરૂવારે મા ગુણ તમારા, ગાઇએ રે;
અમે આવી તમારે ધામ, સુખીયાં થઇએ રે.
શુકર સોભા માની, દીઠી સારીરે;
કરી પંચ તીરથ જાત્રા, માજી તારી રે.

સનીએ સંતોષ, પુરા થાશે રે;
કરી દર્શન સહુ કો સંગ, પંથ પળાએ રે.

---

## સ્તુતિ ગાયન ૨૪ મું.

### ( પંદર તિથીઓ. )

આસો માસના દીન રૂડા આવે રે,
લોકોને બહુ ઉમંગ જવેરા વાવે રે.—એ રાગ.

પડવે પુર્ણ પ્રીત, અમપર ધરજો રે;
દયા કરીને માત, દુઃખડાં હરજો રે.

બીજે બહુ મન થાય, તમ ગુણ ગાવા રે;
મને વળગી માયા જાળ, દે નહી જાવા રે.

ત્રીજે તમે સહુ જન મળી ગુણ ગાજો રે;
મન આણી ગણો ઉમંગ, ઉંઝા જાજો રે.

ચોથે ચાચર માત તમારા, ગમતા રે;
અમો આવી તમારે પાસ, સર્વે રમતા રે.

પાંચમે વાધો પ્રેમ, મનડે મારે રે
હું આવું છું તમ પાસ, આસરે તારે રે.

છઠ્ઠે છો તમ માત, જગતની દાતા રે;
સહુ ધરે તમારૂ ધ્યાન, ગુણ બહુ ગાતા રે.

સાતમે સંઘ અશાડ, શ્રાવણ આવે રે;
મારી માતાજીને આજ, સણગાર ધરાવે રે.

આઠમે અષ્ટ ભુજા નામ, તમારૂ રે;
મે જોયું દેવળ આજ, સોભે સારૂ રે.

નોમે નવ સણગાર ધરો છો માજી રે;

શેવકને આપો સુખ, રાખો રાજી રે.
દસમે દર્શન માત તણા જે કરશે રે.
તેના દુખ દારીદ્ર માત, ઉમીયા હરસે રે.
એકાદસી ઉમંગ, મનમાં લાવેરે;
મોટુ ઉમીયાજીનું ધામ દર્શન આવે રે.
બારસે બીરાજે માત સીગાસન સારૂરે;
દર્શન કરતાં મંન, માન્યુ મારૂરે.
તેરસે તીસુળ કરમાં ધારી રે;
કરો સત્રુનો સંહાર માતુ મારીરે.
ચઉદસે ચઉદ ભોવન માતુ વખાણી રે;
અમે આવ્યા તમ દરબાર ઉમંગ આણીરે.
પુનેમ પુજા થાય સોભા સારીરે;
દુનીયા દર્શને જાય સઉ નરનારી રે.
પંદર તથો સાત વાર જે કોઇગાસે રે;
થાસે ઉમીયા પરસન દુખડાં જાસેરે.
જણુ, ત્રણુ મળીને આજ ગુણુલા ગાઇએ રે,
અમે છીએ તમારા દાસ, શેહેરમાં રહીએરે.

---

## સ્તુતિ ગાયન. ૨૫ મું.

### ( માતાજીના બારમાસ. )

**( કર્મતણી કથનીરે જઇને કયાં કહુ એ રાગ. )**

કારતક માશે કરૂણા કરો મારી માવડી;
માતાજી સો છે અમારો અપરાધજો.
અમો સેવકો આસાભરા આવીઆ;

ઉમીયા કેમ તરછોડો, સેવક આજજો. કરમ૦
ગાગસરે માતાજી મન મુઝાય છે;
માજી ગાયા મનથી નવ ઉતારીએ.
ઘેહેલારે થઇ એ માતાજી વીજોગથી;
જેવાં તેવાં છીએ તમ ચરણના દાસજો. કરગ૦
પોસે તો પ્રેમ આણું મારા મનમાં;
અમે અપરાધી અલબેલીનો આધારજો.
સંકટ કાપી સુખ આપો મારી માવડી;
માજી વેલા આવો સેવકની વારજો. કરગ૦
મહામહીને માતાજી કેમ વીસારીએ;
તમ દીઠા વીણ તલપે મારૂ તનજો.
હું નીરભાગી માતુ પુરણ પાપીઓ;
જાણું નહી ભક્તી તારી હું લગારજો; કરગ૦
ફાગણ માસે મનમારૂ ફરકે ગણું.
તુજ આચરમાં રમવા મારૂ મનડું;
આથડાઇને આવેરે તુજની આગરે.
માજી સેવકની પુરોને, નીત આસજો; કરગ૦
ચઇતર માસે ચીતડું મારૂ ચરીયું.
થઇ બેઠીછું પ્રગટ તું કળી કાળમાં;
ઉંઝા ગામ છે રૂડુ રે આ રાજમાં.
કડવા તણી કુળ દેવી ઉમીયા માતજો; કરમ૦
વઇસાખે વસીએરે અમદાવાદમાં.
સુન્દ્ર ભક્તની અરજ ધરજો ધ્યાનમાં;
કરમ કઠીણુને કાયા મારી કોમળી.

દુઃખ હવે મા ક્યાં સુધી સેહેવાય જો; કરમ૦
જેઠે તે જઇએરે માજીને મળવા.
રાત દીવસ માતાજી ધરીએ દુઃખ જો;
કારજડાં કાપોરે તમે શું છરીએ.
મેહેર કરી દર્શન આપો મુજ માતજો; કરમ૦
અશાડે અલબેલી તારો આસરો.
જાઝી સી કહીરે દુખ કેરી વાતજો;
ખરે ખરો ઉમીયાજી ખામીરહી નથી.
સત્રુજનોનો આણજો મા કાળજો; કરમ૦
શ્રાવણમાં સઉ લોકોને તું સહાય છે.
અમો આવીએ તારે સર્ણ આ વારજો;
આણંદી દીસોરે ઉમીયા માવડી.
રમીએ જમીએ ખાતે કરીએ ખેલજો; કરમ૦
ભાદરવે ભોવનમાં મન ગોઠે નહી.
ભારે ભયંકર માજી લાગે ભોગ જો;
લેહેર કરીમાં આવી ઉંઝા ગામમાં.
ઉંઝામાં આણંદી, ઉમીયા માતજો. કરમ૦
આસો માસે અળગોછું મા તુજથી;
હવે સેવકોની પુરોને મા આસજો.
હેવી છે દીનદયાળી, મોરી માવડી;
સુખજ આપો સઉને જગતની માંહીજો. કરમ૦
અધીક માસે અધીક, પણે શું કીજીએ;
ઉભો હું કરજોડી, માજી સનમુખજો.

ઉમીયાજી તમ પુજીને માગીએ એટલુ;
ઘેર ઘેર બંધાય પારણા, માજી પ્રતાપજો. કરગ૦

## સ્તુતિ ગાયન ૨૬ મું.

### ( ગરબો. )

### ( સારૂ સારૂરે સુરત શેહેર એ–રાગ. )

સારૂ સારૂરે ઉંઝા ગામ, ઉમીયા અલબેલી;
ત્યાં વસવા કીધો ઠામ, થઈ આણંદ એલી. ટેક
માની પાસે જે જન આવે, તેની પુરે આસરે;
નમી નમીને દર્શન કરતાં, કરે સતુનો નાશ. ઉમીયા૦
માને પાંસે હવાન થાય છે, ખીરચુદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે છે, ત્યાં માનુની મંગળગાય. ઉમીયા૦
દેરાગાદી આપબીરાજો, ઉમીયા છો સનમુખરે;
ભાવથકીજે દર્શન કરસે, તેના ટળશે દુઃખ. ઉમીયા૦
આંધળાને આંખજ આપો, પાંગળાને પાયરે;
નીરધનીમાને ધનજ આપો, ધનધન ઉમીયામાત. ઉમીયા૦
દેરા પાસે માનસરોવર, પાણી લેહેરાં ખાયરે.
રાજનગરથી સંગજ આવે, નીર્મળ પાણીથી નહાય. ઉમીયા૦
બગીચાની સોભાસારી, ફુલતણો નહીપારરે;
સણગાર માને સર્વે સોભે, તે ઉપર પેહેરો હાર. ઉમીયા૦
સીંહાસનની સોભા સારી, મુખથી નવ કહેવાયરે;
ગરબા ગાય છે નરનારી, સૌઉ ઘરમાં કેમ રહેવાય. ઉમીયા૦
બેહેચરદાસે બાહાદુરી કીધી, કરૂ માજીનું ધામરે;
સંભુપરસાદે સંભાળ લીધી, રાખી હૈયામાં હામ. ઉમીયા૦

રાજનગરમાં દીલ્હી દરવાજે, મોટું છે મુકામરે;
સાગાસ છે એ બેહેચરદાસનો, કીધું જગતમાં નામ. ઉમીયા૦
નરનારી સૌ ગરબો ગાસે, હેત ધરીને આજરે;
ઉમીયા માતા પ્રસન થાસે. ઉતારે ભવપાર. ઉમીયા૦
કડવાપોળમાં કણબીના દીકરા, જણ તરણ તંબારાદાસરે;
ગોપાળ ડાહ્યો ભક્ત ગાયે, પુરો તેમની આસ. ઉમીયા૦

---

## સ્તતિ ગાયન. ૨૭ મું.

ઉમીયામાં લાગુ પાય કે, બોરા સંભુ વીનવુરે લોલ;
માજી તારૂં ધામ રૂડુ રળીઆમણું કે, સોભા સી કહુંરે લોલ;
માજી તારી ધર્મશાળા ચોફેરકે, ઉપર ધાબા સોભતારે લોલ.
માજી તારો જળ હળ પારો જોત કે, ચાચર સોહામણોરે-લોલ;
માજી તારૂં દેરૂ દીસે સારૂ કે, સીખર સોનાતણુંરે લોલ.
માજી તારો મંડપ આરસ કેરો કે, જારી જડીત્ર છેરે લોલ;
માજી તારૂ સીંહાસન રૂપાનું કે, છત્ર સીર છાજતુંરે લોલ.
માજી તારા પીતળે મડાં કમાડ કે તકતા પુઠે જડયારે લોલ;
માજી તે તો ધરા સોળે સણગાર કે, સોભા અતી ગણીરે લોલ.
માજી તારા સારૂ કે કસબી કોરકે, સાડીઓ શોભતીરે લોલ.
માજી તારી હાળીગાંઠી રતન જડીત્ર કે કાને ઝુમણા શોભતારે લોલ.
માજી તારે દશે આંગળીએ વેઢ કે, વીંછીયા સોભતારે લોલ.
માજી તારા હાથે કંકણ સારા કે, ચુડલો જગમગેરે લોલ.
માજી તારા પગે કલ્લાં સારાં કે, ઝાંઝર ઝમકતારે લોલ.
માજી તારે નાકે વેસળ વાળી કે, લલાટે ટીલડીરે લોલ.

માજી તારી પાસે નારસીંગ વીર કે ભૈરવ ચોકી કરેરે લોલ.
માજી તારૂ માનસરોવર સારૂ કે, નીર્મળ નીરે ભરૂરે લોલ.
માજી તારો બાગ દીસે રળીઆમણો કે, માંહી ફુલો અતીગણારે લોલ.
માજી બેહેચરદાસને કીધી સાહ કે, સુત કરી સ્થાપીઆરે લોલ.
માજી અમે વીનવીએ વારંવાર કે, દાસ તરણ જણારે લોલ.
માજી રાજનગર લુણસાવાડે કે, કડવાપોળમાંરે લોલ.

---

## સ્તુતિ ગાયન ૨૮ મું.

### ( બડો ચતુર પેલો ટોપીવાળો એ—રાગ. )

ચાલોને જઇએ દર્શન કરવા, જ્યાં છે ઉમીયા માતારે—ટેક
ઉઝા મધે આપ બીરાજો, સેવકની સુખદાતારે. ચાલોને૦
દેવી દેરામાંહી બીરાજે, સોભા સી કહુ તેનીરે. ચાલોને૦
ઉચુ દેવળ ઉપર સીખર, દુરથી દીસે રહીઆળુરે. ચાલોને૦
સીગાસનપર બેઠાં માડી, ઓઢી કસબી સાડીરે. ચાલોને૦
પંચ આરતીઓ પ્રેમે ઉતારે, ચમર ઉડે ચોપાસેરે. ચાલોને૦
રૂપાની થાળી, જળની જારી, સી કહુ સોભા તેનીરે. ચાલોને૦
માણેક થંભ માના સામો સોભે, સાંકળો ચોપાસેરે. ચાલોને૦
દર્શન જાસે સુખીયાં થાસે. માજી પુરસે આસરે. ચાલોને૦
બેહેચરદાસે બાહાદુરી કીધી, માજીનું ધામ સુધાર્યુરે. ચાલોને૦
જગતજનેતા દીનદયાળી, કડવાની કુળદેવીરે. ચાલોને૦
બાળક તરણ દાસ તમારા, માજીના ગુણ ગાઇએરે. ચાલોને૦
ગોપાળ ડાહ્યા ભક્ત વીનવે, માગે માજીની સેવારે. ચાલોને૦
અમદાવાદનું નામ છે મોટું, કડવાપોળમાં રહીએરે. ચાલોને૦

---

## સ્તુતિ ગાયન ૨૯. મું.

### ( પ્રભાતીઉ. )

જાગોને ઉમીયા, પ્રગટ કરો દુનીયા;
થઓ પ્રભાતમાં, હેત આણી. જાગો૦
સુર્ય ઉદે થયા, દાસ ઉભા રહ્યા;
આપ દર્શનમાં, મેહેર આણી. જાગો૦
દ્વાર ઉગાડીને, પ્રીતે પુજા કરે;
આરતી થાઅને, ઘંટ વાજે. જાગો૦
સીંહાસન સોભતું, રૂપાનું ઓપતું;
દેખીને દાસના. દુઃખ જાસે. જાગો૦
દર્શનમાતના, દેવી સાક્ષસાતના;
આપસે હેતથી, માતુ મારી. જાગો૦

---

## સ્તુતિ ગાયન ૩૦ મું.

### [ આરતી. ]

જય જય ઉમીયામાત, ઉઝા સુરવાલીમા. (૨)
સર્વેને સુખદાઇ (૨) ભક્ત વત્સળભારી. જયો જયોમા જે ઉમીયા૦
નરનારી સઉ પાએ તને પડતાં, મા પાયે તને પડતાં,
કષ્ટો સહુના દેખી (૨) દીલમાં દયા ધરતાં. જયો જયોમા૦
નવ ખડે તુજ નામ જળ થળમાં વ્યાપી મા જળ થળમાં વ્યાપી,
ભક્તને સાહાય કરોમા (૨) દુખ સર્વે કાપી. જયો જયોમા૦
તુરજા તીપુરા માત, પાવાઘઢ કાળી મા, પાવાઘઢ કાળી,
આરાસુરમાં અંબા (૨) ચુવાળમાં બાળી. જયો જયોમા૦
સર્વે થાજો સાહાય, મેહેર કરી માતુ મા, મેહેરકરી માતું;

નમી નમી પાયે લાગું (૨) માતું અગ્નાત જળ પા તું. જયો જયોગા૦
સભુ આવી દેવ બ્રહ્મા ગુણ તારા ગાતા મા, ગુણ તારા ગાતા,
મુખ દેખી દુખ ટળતાં (૨) થાતાં રઝીઆતાં જયો જયોગા૦
મોતીડે વધાવી આજ માના ગુણગાવું, મા માના ગુણગાવું,
હમેસ આરતી કરતાં (૨) મંનમાં હરખાઉ. જયો જયોગા૦
તાલ પખાજની સાથ, સઉ મળી ગુણ ગાસે,મા સઉ મળી ગુણગાસે,
જનમ મરણ નીવારી (૨) સુખીયાં સઉ થાસે. જયો જયોગા૦
ડાહો માજીનો દાસ ગોપાળ ગુણગાસે, મા ગોપાળ ગુણગાસે,
મહૃત માજીના સર્ણે (૨) સુખ સંપતી થાસે. જયો જયોગા૦

## સ્તુતિ ગાયન. ૩૧ મું.

### ( થાર. )

માતા ઉમીયાજી, જમવાને આવો માવડી,
હું તો હાથ જોડીને, હરખે લાગુ પાય. માતા ૧
ગેબર જલેબી ને ગુંજા છે મન ભાવતાં,
ઘારી સુતરફેણી, પાસે મોસનઠાર. માતા ૨
મગજ મેહેસુરને મગદર છે, જાજી જાતના,
બરફી ગલેફાંને પેંડાનો, નહી પાર. માતા૦
ઘારીપુરી કણસાઇ લાડું વીધ વીધ જાતના,
સાકર રોટલી ઉપર, ગેબરીઓ કંસાર. માતા૦
કરી બાસુદીઆણીને ઘણી પ્રીતથી,
દુધપાક માલપુવાને પુરીનો નહીપાર. માતા૦
કર્યા સીખંડને સાક, તરાં ઘણી જાતના,
ભજીઆં વડાને પાપડનો, નહીપાર. માતા૦

ઘણા મેવાને બનાવ્યા, રૂડાં રાયતાં,
હરખે આરોગો આનંદે, ઉમીયામાત. માતા૦
નીર્મળ નીરથી ભરાવી, રૂપાઝારીઓ,
પ્રેમે પાન સોપારી, આરોગોને માય. માતા૦
ડાહ્યો ગોપાળ માજીને ઘણું વીનવે,
દાસ ગરૂત માને લળીને લાગે પાય. માતા૦

---

## સ્તુતિ ગાયન ૩૨ મું.

### ( શ્રી જગપતી. )

કૃપા બહુ કરી, તે આદ્ય ઇશ્વરી,
આપી સુગતિ, કાપી કુગતી, ભકતો સુખ કરી. ટેક.
માતુ આસરે પુર્ણું કર્યું, આરંભેલું કામ,
હામ હતી નહી હેવી માજી, રાખ્યું અમારૂ નામ. કૃપા૦
નથી જોઇ મે પાવા ઘઢમાં, નથી જોઈ અંબાય;
નથી જોયો દરબાર કે મંડપ, સુણો વાણી સુખદાય. કૃપા૦
સર્વે સેવકના પુન્યથકી આ, કરીયું પૂર્ણુ કાજ;
દયા કરી મંગાયા આજે, રાખી અમારી લાજ. કૃપા૦
હેત ધરી ઉમીયાસર્ણું, જે સેવક જન જાસે;
વળી સ્તુતિ આ શ્રવણ કરેથી, સુખી જન સઉ થાસે. કૃપા૦
સેવકની દુખભંજન દેવી, એ ઉમીયાજી માત;
જળથળમાં વ્યાપી રહી પોતે, તરણુ ભોવન પ્રખ્યાત. કૃપા૦
બહુચર આરાસુરવાળીને, તુળજા ઉમીયા માય.
મેહેર કરો સઉ સેવકોને, મા રાખી રૂદીયા માંય. કૃપા૦

સંવત ઓગણી પાંચ એકનો, માગસર માસ કહેવાય;
આદીતવારે નીરવાહને, ગ્રંથ પુરણ આ થાય. કૃપા૦
કવીજન હોય ભુલ કદાપી, રખે લાવો મન રોષ;
સર્વે બાઇ સુધારી લેજો, દુર કરીને દોષ. કૃપા૦

---

## છપા.

રાજનગરની માંય, શેઠ સાહાપુરમાં રહે છે;
બાહાદુર બેહેચરદાસ, લશ્કરી તેને કહે છે.
બાગ શેહેરની બાહાર, દીલ્લી દરવાજે;
કડવા પાટીદાર, ઘેર ગાલકાગી ગાજે.
સુત સંભુ પ્રસાદ, છે તેહનો;
બેહેચરદાસ, બાહાદુર છે.
દાસ ભક્ત કહે, તેમને;
શ્રી ઉમીયામાત, હજુર છે,

---

## છપો.

કડવાપોળની માંહી પાટીદાર સર્વ રહે છે;
ઉતંમ તેમની જાત, આહીયા તેને કહે છે.
ભક્ત ડાહ્યો ગાય છે, માતુ પ્રતાપી;
ગ્રંથ કીધો પ્રકાસ, ગોપાળે મદત આપી.
આ ગ્રંથ જે વાંચસે, હરખ ઘણો હૈયે ધરી;
ઉમીયામા આસ પુરસે, પ્રસન્ન થાસે પરમેશ્વરી.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

સર્વે ભાઇઓને માલમ થાય જે સદરહુ ચોપડીની વેચાણની કીંમત જે ઉપજશે તેમાંથી અમારા ખરચના રૂપીઆ જતાં બાકી જે રહેશે તે શ્રી ઉમીયાજી નીમીત છે.

પા. મફતલાલ નારણદાસ.

પા. ગોપાલદાસ કેશવલાલ.

---

## ચોપડીઓ મળવાના ઠેકાણાં.

અમદાવાદ—પા. ગોપાળદાસ કેશવલાલ. ઠા. કડવા પોળમાં.
પા. મફતલાલ નારણદાસ તથા પા. ડાહ્યાભાઇ ચાગરતલાલ ઠા. ખોડીઆંગલી આગળ હરગા-નની પોળની અંદર લાસપોળમાં.

